અંક નં. ૧૬ તા. ૧૮-૬-૨૦.

# "સાચા પોકારથી ધર્મને નામે ખોજાઓની થતી હેરાનગતીનો અંત, અને ઇસમાયલી અમલદારોની આપખુદી સત્તાનો પણ અંત આવ્યો"

# તેનો હેવાલ.

કિંમત એક આનો.

ઇસમાઈલી અમલદારોના આપખુદીના કારભારની
બુકો નંબર (૧) થી (૧૬) કિંમત રૂ. ૧।-
એક રૂપીયો પાંચ આના.

પ્રકાશક—રહેમતુલા ઈસમાઈલ ત્રીજોરીવાળા, [૧૦૨૬×૭૬.]
ઠેકાણું—ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઈ.
મુદ્રક—શા. મગનલાલ જગજીવનદાસ.
છાપખાનું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

# જોખમવાળી જગા ઉપર તાળાં વાપરનારને યાદી.



રહેમતુલાના નવા શોધના મજબુત ચોર પકડવાના પેટંટ તાળાંઓ.

રહેમતુલાના પેટંટ તાળાં ધણીની ગેરહાજરીમાં બીજો ખોલે તો ધણીને ખબર પડે છે. યાને ચોરી પકડાય છે. ખરી ચાવી ખોવાઇ જાય તોપણ ધણીને ધાસ્તી રહેતી નથી. પાછળથી ધણીને એકજ ચાવી વાપરવી પડે છે. તે ઉપરાંત પેટંટ તાળાની તોડવાની ગેરંટી.

વધુ ખુલાસા માટે પેટંટ ત્રીજોરી, તાળાં, અને કળોના ભાવનું કેટલોક મંગાવો.

**રહેમતુલા ઈસમાઈલ ત્રીજોરીવાળા,**

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઈ.

# ઇસમાઇલી અમલદારોએ કોમને હેરાન અને પાયમાલ કરવામાં કમર બાંધી હતી, તેનો પોકાર.

આપણી આગાખાની ખોજાઓના ઈસમાઇલી અમલદારોના કામ માથે કોઈ દેખરેખ રાખનાર અથવા તપાસ કરનાર હતુંજ નહીં. તેથી ધર્મને નામે કોમને હેરાન અને પાયમાલ કરીને નીચોવી રહ્યા હતા. તેની લાંબો વખત થયા, પુકાર હું કરતો આવ્યો છું. પરંતુ ઈસમાઇલી અમલદારો ત્રણ હુદ્દાના નીશામાં ચકચુર હોવાથી ખરૂં શું છે? અને ખોટું શું છે? તેને પારખવાની ભાન બીલકુલ રહ્યું નહીં. તેથી પોતાને મલેલા હુદ્દાનો ગેર ઉપયોગ કરીને આપખુદીથી કોમને હેરાન અને પાયમાલ કરી રહ્યા હતા, તેની મેં ઘણી અરજીઓ કીધી હતી, પરંતુ કોઇપણ અરજીપર કાંઇપણ વિચાર કીધો નહીં, અને પોતાના હુદ્દાના નીશામાં આપખુદીથી કાયદા ઉપજાવી કાઢીને કોમને નીચોવી રહ્યા હતા. તેનું મુળ કારણ એ કે ઇસમાઇલી અમલદારોના હાથમાં કારભાર આવ્યો, ત્યારે આપણા હાજર ઈમામની દુનીઆ બાને ઉમર ઘણી નાની હતી, અને તે પણ મોટે ભાગે ઈગ્લાંન્ડમાં વશે છે. જેથી ઈસમાઇલી અમલદારોએ

ખોજાઓને પોતાની ગુલામગીરીમાં દાખલ કરવાને લાગ્યા, અને મીશનરીઓ પગારદાર રોકીને ગામો ગામ વાયેજ કરવાને મોકલ્યા, અને ભોળી કોમને કેવા વાયેજ સંભળાવ્યા છે, તે હું બુક નંબર (૧૨)માં આપી ગયો છું, તે વાંચવાથી સમજ પડશે કે, પૈસા આપો તો "હરામ ચીજ" પણ "હલાલ" થાય છે. ગમે તેવા "હરામ કામ" કરો, પરંતુ ઈસમાઇલી અમલદારોને પૈસા આપો તો, "હરામ કામ" પણ "હલાલ" કરી આપે છે.

શું દુનીઆમાં પૈસા આપવાથી "હરામ ચીજ" જો "હલાલ" થાતી હોય, તો પછી ખુદાથી ડરવાનું નથી. પરંતુ તેમ છેજ નહીં.

"હરામ ચીજ" કોઈ દહાડો "હલાલ" થવાની નથી, અને થશે પણ નહીં. ઈસમાઈલી અમલદારો અને મીશનરીઓ ખુદાવંદતાલાને અને ઇમામને ઓળખતા હોય, એમ લાગતું નથી. અગર જો ખુદાને ઓળખતાજ હોત તો, બુક નંબર (૧૨)માં "ચાર રતનનું વાયેજ" છાપેલું છે, તેવા વાયેજ કરનારને જન્મ સુધીજ નાત બહાર રાખતે. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, આવા અનિતિભર્યા વાયેજને અટકાવવાને બદલે ઉત્તેજન આપવામાં ઇસમાઇલી અમલદારોનો મતલબ સમાયેલો હોવો જોઇએ.

અગર જો તેમ નહીં હોતે તો, ઉપરના વાયેજની દરખાનાની કળાવાયલી ઈસમાઇલી કૌન્સીલ પાસે હું ફરીઆદી લઈ ગયો હતો. પરંતુ મારી ફરીઆદીનો મને ઇન્સાફ આપ્યોજ નહીં. તેથી સાફ, સાફ, દેખાઇ આવે છે કે, કોમને આપખુદીથી ખોટે રસ્તે દોરાવવામાંજ ઈસમાઇલી અમલદારો પોતાનો લાભ સમજે છે. જેથી ઉપરના મીશનરીઓને ઈસમાઇલી અમલદારો ઉત્તેજન આપે છે, તેના ખુલેખુલા દાખલા હું હવે પછી આપીશ.

## બે ફરમાન વારસ ડાહ્યાભાઈ વેલજી અને પુનાની ઈસમાઇલી કૌન્સીલની બહાદુરીનો બદલો.

હાલમાં આપણા હાજર ઈમામ હીંદમાં પધાર્યા હતા, ત્યારે વધુ બે ફરમાની કરીને પુનામાં મજલસ પાછી ભરી.

બે ફરમાનને ઉત્તેજન દેનાર "મુંબઇની ઈસમાઇલી વોલન્ટીઅરોએ" મુંબઇથી ખાસ ટ્રેનો દોડાવીને બે ફરમાનને અટકાવવાને બદલે વધુ ઉત્તેજન આપ્યું. અને કોમને હેરાન કરવામાં બે ફરમાનને મદદ કીધી.

પુનામાં આપણા ભાઈઓ, બાઇઓ, અને બચાંઓ, એટલા બધા હેરાન થયા કે જેનો ચીતાર આપવાનું ઘણું

મુશ્કીલ થઇ પડે છે. આતે ઇસમાઇલી અમલદારો કોમને ધર્મને રસ્તે દોરાવનાર કે, ધર્મને નામે હેરાન અને પાયમાલ કરીને પૈસા કઢાવનાર?

ઉપરની હેરાનગતી આપણા હાજર ઇમામે. નજરે, નજર જોઈ, તેથી એ ફરમાન પુનાના વારસ ડાહ્યાભાઈ વેલજી અને ઇસમાઈલી કૌન્સીલને ફરમાન ફરમાવ્યું કે "તુમકુ નહીં બોલા, પીરજી, તુમને ઈધર મજલસ કીયા? અબી પુનેકી મજલસ બીલકુલ બંધ કરો? ઓર યે છેલ્લી મજલસ જાહેર કરો."

ઉપરનો ફરમાન ફરમાવીને પુનાના વારસ અને પુનાની ઇસમાઇલી કૌન્સીલ માથે ગુસ્સો કરીને આપણા હાજર ઇમામ સધાવી ગયા, અને પુનાના વારસ ડાહ્યાભાઇ વેલજીને વારસના હુદ્દામાંથી બાતલ કીધો, અને તે ઉપરાંત તેના પાસેથી મજલસના પૈસાનો હીસાબ લેવાનો હુકમ ફરમાવ્યો.

આ ઉપરથી ઇસમાઈલી ભાઇઓને હું ખુશ ખબર આપું છું કે, આપણી કોમને લાંબો વખત થયા, આપણા હાજર ઇમામની બે ફરમાની કરીને પુનાના વારસ ડાહ્યાભાઈ વેલજી અને ઇસમાઈલી કૌન્સીલ હેરાન અને પાયમાલ કરીને પૈસા કઢાવી રહ્યા હતા, તેથી આપણી કોમને હેરાન અને

પાયમાલ થતાં અટકાવવાની આપણા હાજર ઇમામે આપણા ઉપર રહેમ બક્ષીસ ફરમાવી.

પુનાના વારસ ડાહ્યાભાઇ વેલજી અને પુનાની ઈસમાઇલી કૌન્સીલ અને મુખી કામડીયાને અરજીઓ કીધી હતી કે મોટા કામના કાયદાની બુક છપાવીને ભોળી કોમ પાસેથી બક્ષામણીને નામે પૈસા કઢાવો છો, તે કોના હુકમથી કઢાવો છો? તેનો ખુલાસો માંગવા મેં અરજીઓ કીધી હતી.

પરંતુ કોઇપણ ઇસમાઇલી અમલદારોએ તેનો ખુલાસો આપવા મહેરબાની કીધી નહીં. તેથી કોમની જાણ વાસ્તે ઉપરની અરજીઓ છપાવીને મને બહાર પાડવાની ફરજ પડી.

## મોટા કામના કાયદાની બુક વિશે ઇસમાઇલી અમલદારોને કરેલી અરજી તેનો ઉતારો.

જાવક નં. ૩૦ મુંબઈ તા. ૧૧-૫-૧૯૨૦

પુનાના વારસ ડાહ્યાભાઇ વેલજી અને પુનાની ઇસમાઇલી કૌન્સીલ અને મુખી કામડીયા સાહેબ જોગ.

હું અરજ કરનાર રહેમતુલા ઇસમાઈલ ત્રીજોરીવાળાના.. યા અલી મદદ વાંચશો. આપ માવીતરો નીચેની બાબતનો ખુલાશો આપવા મહેરબાની કરશો.

( ૧ ) તમોએ " મોટા કામની કાયદાની બુક " છપાવી છે, તે કોના હુકમથી છપાવી છે ?

( ૨ ) તેમાં દાખલ થવાને વાસ્તે સવા પચ્ચીસ રૂપીયા લીધો છો, તે કોના હુકમથી લીધો છો ?

( ૩ ) તેમાં લખો છો કે, આવકમાંથી ખરચ કરવામાં આવે છે. કઇ જગાએ આવક માટે રૂપીયા રોકેલા છે ? તેનો પણ ખુલાસો આપશો.

( ૪ ) તે ફંડ કેટલાંનો થયો છે ? તેનો આવક જાવકનો હીસાબ પણ બહાર પાડશો.

( ૫ ) હાલમાં આપણા હાજર ઇમામે પુનાની મજલસ સદંતર બંધ કરવાનું ફરમાન ફરમાવ્યું છે, જો કે આગલ પણ આપણા હાજર ઇમામે ઘણી વખત પુનામાં મજલસ નહીં ભરવાનું ફરમાન ફરમાવ્યું હતું.

પરંતુ તમોએ આપણા હાજર ઇમામની બે ફરમાની કરીને આપખુદીથી ભોળી કોમ પાસેથી પૈસા કઢાવવા સારૂ પુનામાં મજલસ ચાલુજ રાખી હતી.

હું ફરીથી આપ માવીતરોને યાદ આપું છું કે ઉપરની બાબતનો ખુલાશો આપવા મહેરબાની કરશો. તેમ નહીં કરશો તો, મારે દીલગીરી સાથે તમો કોમ પાસેથી આપખુદીથી ધર્મને નામે અને મજલસને બાને "મોટાં કામના કાયદાની બુક" છપાવીને પૈસા કઢાવો છો, કારણ કે તમારા આપખુદીના કામને કોઇ જાહેરીમાં લાવનાર અથવા પુછનાર છેજ નહીં, તેથી નવા, નવા, ધર્મને નામે અને બખસામણીને બાને, આપણા હાજર ઇમામની બે ફરમાની કરીને કોમને બનાવીને પૈસા કઢાવી રહ્યા છો. તે બુક નંબર (૧૨) અને (૧૪) આ સાથે મોકલી છે, તે વાંચશો. તેનું કારણ "અહમદનગરની કોર્ટમાં" પુનાના વારસ ડાહ્યાભાઈ વેલજીએ આપણા હાજર ઈમામના ફરમાન અને ધર્મ વિરૂદ્ધ અને મોટાં કામ વિરૂદ્ધ જે જુબાની આપી છે, તે ઉપરથી સાફ, સાફ ધર્મને નામે અને મજલસને બાને ભોળી કોમને બનાવીને પૈસા કઢાવી રહ્યા છો. તેનો હેવાલ મારે દીલગીરી સાથે છપાવીને કોમની જાણ વાસ્તે બહાર પાડીશ. તેથી ફરીથી આપ માવીતરોને યાદ આપું છું કે તમારા આપખુદીના કામ જાહેરીમાં ન આવે તો સારૂં પછી તો તમારી ખુશી.

આની નકલ "મુંબઈની ઈસમાઈલી કૌન્સીલ" "પુનાની ઈસમાઈલી કૌન્સીલ," અને મુખી કામડીયાને

ફ્વરમાં મોકલાવ્યું છે, અને પુનાના વારસ ડાહ્યાભાઈ વેલજીને રજીસ્ટર કર્યું છે.

(લી૦) રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના યા અલી મદદ વાંચશો.

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની મુંબઈ.

આગાખાની ખોજાઓ માથે ઇસમાઈલી અમલદારો નેમાય છે, તે પછી તો તેનો અહંકાર એટલો બધો વધી જાય છે કે, દૈત્ય, હરણાકસ. અને રાવણ કરતાંબી, તેનો અહંકાર વધુ હોય, એમ લાગે છે. કારણ કે ગમે એવા આપખુદીના કાયદા ઘડીને કોમ માથે ધર્મને નામે ઘણી થઇને ધાડ પાડી રહ્યા છે. અને કોમને એમ બતાવે છે કે, અમો સચ્ચી અને પરેજગાર ધર્મ પાળનાર છીએ. તે કેવા ધર્મ પાળનાર છે, અને કેવા ધર્મ સમજનાર છે, તે મારે દીલગીરી સાથે નીચે આપવાની મને ફરજ પડી છે.

"મોટા કામના કાયદાની બુક" કોમને સમજાવવા વાસ્તે પુનાના અગાઉના વારસ ડાહ્યાભાઇ વેલજીએ કોમને કલમવાર કેવો સમજાવ્યો છે, અને પોતે "અહમદનગરની કોર્ટમાં" કેવી જુબાની આપી છે, તે બેઉનો મુકાબલો હું નીચે આપવાની મારી ફરજ સમજું છું. જેથી વાંચનાર સમજી

શકશે કે અગાઉનો વારસ ડાહ્યાભાઈ વેલજી પોતે કેવું ધર્મ જાણે છે. અને કોમને ધર્મ સમજાવવા વાસ્તે કેવી કાયદાની બુક ઘડી છે, તેની કોમને જાણ સારૂ નીચે આપવાની મારી ફરજ સમજું છું.

અગાઉના વારસ ડાહ્યાભાઈ વેલજી આપણો કેવો ધર્મ સમજે છે, અને પોતે કેવો ધર્મ પાળે છે, તેની "અહમદનગરની કોર્ટમાં" આપેલી જુબાની ઉપરથી અને ધર્મને નામે કોમ પાસેથી પૈસા કઢાવવા વાસ્તે "મોટા કામના કાયદાની બુકમાં" પોતે કેવું છપાવેલું છે. તેનો ખુલાસો કોમને જાણ વાસ્તે મને નીચે આપવાની ફરજ પડી છે.

## મોટા કામના કાયદાની બુક
## પુનાની મીજલસના કાનુન.

અગાઉના વારસ ડાહ્યાભાઈ વેલજીએ કોમને સમજાવવા અને તેની પાસેથી પૈસા કઢાવવા બુક છપાવેલી છે, તેનો ટુંક ઉતારો.

"ખાસ મોટા કામવાળા પંજેભાઇઓ માટે પુનાની મીજલસના કાનુન તથા ઉમેદવારોના નામની નોંધ બુક સંવત (૧૯૭૧)"

"આ બુક મેનેજર વલીભાઈ નાનજી, ધી ખોજા સીંધી પ્રેસ (૧૧૩) પાલખી મોહલ્લા મુંબઈ (૯)માં માલેક માટે છાપી અને વારસ ડાહ્યાભાઈ વેલજીએ અહમદનગર (દક્ષીણ) માં પ્રગટ કરી."

ઉપરના ઉતારાથી સાફ સાફ દેખાઈ આવે છે કે, "મોટા કામના કાયદાની બુક" અગાઉના વારસ ડાહ્યાભાઈ વેલજીએ પોતે છપાવી છે, છતાં "અહમદનગરની કોર્ટમાં" જુબાની આપી છે, તે હું નીચે આપું છું.

"મોટા કામની મીજલસને" મારફતની મીજલસ કહે છે. હમણા તે મીજલસનો કાયદો નથી. અગાઉ હતો, અગાઉ કયારે હતો, તેની મને ખબર નથી. તે કાયદાની બુક કોણે છપાવી? તેની મને ખબર નથી. મેં તે બુક છપાવી નથી. આ મીજલસના કાયદા છે કે નહીં, તેની મને ખબર નથી. આગળ છપાયલા હોય, તો મને ખબર નથી. કોર્ટમાં મને જે "મોટા કામની બુક" બતાવી છે, તેની જાતે મને કાંઈ ખબર નથી. તે બુકમાં શું લખ્યું છે? તેની તથા છપાવ્યું છે, તેની મને ખબર નથી. તે ચોપડીનાં પુઠાના પાના ઉપર મારૂં નામ, તથા "અહમદનગરમાં" બહાર પાડી, તેની મને ખબર નથી. મેં આ

બુકમાં કલમ (૯) હમણા વાંચી સંભળાવી, તે મેં છપાવ્યું નથી.

અગાઉના વારસ ડાહ્યાભાઈ વેલજીએ "મોટા કામના કાયદાની" બુક છપાવી છે, તેની કલમ પેલીનો ઉતારો.

## મોટા કામના કાનુનની વીગત.

(૧) "આ મીજલસની અંદર જેઓ મોટા કામમાં દાખલ થએલ હોય, તેઓએજ આવવું અને કદાચ પુનાના મુખી કામડીયા ખાત્રી કરવા માંગે કે મોટું કામ કરેલ છે કે નહીં, તો તેની ખાત્રી કરી આપવી પડશે."

અગાઉના વારસ ડાહ્યાભાઇ વેલજીની કોર્ટની જુબાની નીચે આપું છું. મોટા કામની મીજલસ થાય છે, તે મીજલસનો હું પ્રેસીડંન્ટ તેમજ મેંમ્બર નથી. મીજલસમાં મોટું કામ નહીં કાધેલું હોય, તેવા ખોજાઓને મીજલસમાં આવતા અટકાવતા નથી.

ઉપરની પહેલી કલમ વાંચવાથી સમજ પડી હશે કે, મોટા કામના કાયદાની બુકમાં શું લખ્યું અને પોતે

'કોર્ટમાં" કેવી સાચી જુબાની આપી છે. તે વાંચનાર સમજી શકશે.

## મોટા કામના કાનુનની કલમ બીજીનો ઉતારો.

(૨) "આએ મીજલસમાં દાખલ થનાર પંજેભાઇઓ પાસેથી તેની જીંદગી સુધીની ચડતના રૂ. ૨૫ા અંકે સવા પચીસ લઇ છાપેલી પહોંચ આપવામાં આવે છે."

(૩) "આએ મીજલસના પંજેભાઇઓમાંથી કોઇ આફાની દુનીયા છોડી જાય ત્યારે તેના નામના ભરેલ રૂ. ૨૫ા તેના ગુનાહની બગસામણી કરાવવા માટે હાજર ઈમામની હજુરમાં રાખવામાં આવે છે, અને દરેક મરનારનું જુદું જુદું નામ લઇ હાજર ઇમામની પાસે બગસામણી કરાવવામાં આવે છે જેથી ઉમેદ છે કે મરનારના રૂહને હાજર ઇમામ શાંતી બક્ષશે."

(૬) "આ મીજલસ થતી વખતે પંજેભાઇઓને દીવસ (૩) સુધી જમાડવાનું ખરચ તથા મીજલસને લગતું બીજું જે ખરચ થાય છે તે આ ફંડના રૂા.ની પેદાસમાંથી થાય છે."

અગાઉના વારસ ડાહ્યાભાઈ વેલજીએ " અહમદનગરની કોર્ટમાં જુબાની આપી છે, તે હું નીચે આપું છું.

મીજલસમાં પ્રાળો કરે છે, તેમાં ખરચ કરતાં ઘટે તો પાંચ જણુ મળીને આપે છે, અને જો વધે તો ગરીબોને આપી દીયે છે. તેનો હીસાબ અમો રાંખતા નથી. બીજો હીસાબ રાખે છે કે નહીં, તેની મને ખબર નથી. "મોટા કામની મીજલસનો" હું મેમ્બર નથી. "મોટા કામની મીજલસની કમીટી" એવું કાંઇ નથી. હું કઈયે પણુ મેંમ્બર થયો નથી.

મેંમ્બર થવાના રૂ. ૨પા સવાપચીસ રૂપીયા દેવા પડે છે કે નહીં? તેની મને ખબર નથી.

પુનામાં મીજલસ શરૂ થઈ તે વખતે હું પુનામાં ગયો હતો, તેથી મેં કહ્યું કે હું મેંમ્બર થતો નથી. એવું મેં કહ્યું. પરંતુ હાજી કામડીયાએ મને કહ્યું કે તારૂં નામ મેંમ્બરમાં નાંખ્યું છે. તેને મેં કહ્યું કે હું મેમ્બર થતો નથી.

આ મીજલસનું કાંઈપણુ કામ તે પછી મેં કર્યું નથી. મેં બુકના કાયદા પ્રમાણે રૂ. ૨પા આપ્યા. આ કાયદાની બુકની બીજી બાબતમાં હું કાંઇ જાણુતો નથી.

રૂ. ૨૫। સવાપચીસ રૂપીયા હાજી કામડીયાના કહેવાથી મેં આપ્યા શું કામ માટે મેં રૂ. ૨૫। આપ્યા, તેની મને ખબર નથી.

હુશેન વેલજી "અહમદનગરમાં" રહે છે. તે મેંમ્બર નથી. મારો દીકરો મેંમ્બર નથી. મોતીબાઇનો ધણી હુશેન વેલજી. ખતીજાબાઇ મારી સ્ત્રી. તે પણ મેંમ્બર નથી.

**મોટા કામના કાયદાની કલમ નવનો ઉતારો.**

(૯) ખાસ મોટા કામવાળા પંજેભાઇઓની મીજલસમાં જેઓએ રૂ. ૨૫। અંકે સવાપચીસ આપીને નામ દાખલ કરાવ્યા છે તેઓના નામ નીચે પ્રમાણે.

તે બુકમાં કુલે નામ બાઇઓ, ભાઇઓના (૧૪૭૮) છે. તેમાં (૪૦૧) નંબરમાં વારસ ડાહ્યાભાઇ વેલજી.

"અહમદનગર."

(૪૦૨) હુશેન વેલજી.

(૪૦૩) મુસાભાઈ ડાહ્યા.

(૪૦૪) બાઈ મોતીબાઇ તે હુશેન વેલજીના ઘરવાળા.

(૪૦૫) ખતીજાબાઈ તે વારસ ડાહ્યાભાઇ વેલજીનાં

વાંચનાર ભાઇઓનો હું ધ્યાન ખેંચું છું કે ઉપર વાંચવાથી સમજ પડી હશે કે અગાઉનો વારસ ડાહ્યાભાઈ વેલજી આપણો કેવો ધર્મ સમજે છે, અને "મોટા કામના કાયદાની બુક" છપાવાને ભોળી કોમ પાસેથી ધર્મને નામે અને બખસામણીને બાને (૧૪૭૮) બાઇઓ, ભાઇઓ પાસેથી પૈસા કઢાવ્યા છે, અને પોતે કાયે છે કે "મેં શું કામ રૂ. ૨૫, સવાપચીસ ભર્યા તેની મને ખબર નથી." તે ઉપરથી જોઇ શકશો કે, અગાઉનો વારસ ડાહ્યાભાઇ વેલજી "અહમદનગરની કોર્ટમાં" કેટલું બધું સાચું બોલ્યો છે? તેની વધુ સમજણ લેવી હોય તો, મારા તરફથી છપાવેલી બુક નંબર ૬–૧૦–૧૧–૧૨–૧૪ અને ૧૫ મંગાવીને વાંચશો તો, અગાઉનો વારસ ડાહ્યાભાઇ વેલજી આપણી ભોળી કોમને કેવો ધર્મને રસ્તે દોરવે છે, તે ખુલેખુલું દેખાઇ આવશે. આટલું બધું અંધેર ચલાવીને ભોળી કોમને ધર્મને બાને ખસમાઇલી અમલદારો કોમને નીચોવી રહ્યા છે, તેનું મુળ કારણ, તેના કામ માથે આપણી કોમમાં કોઈ દેખરેખ રાખનાર અથવા તપાસ રાખનાર કોઇ છેજ નહીં, તે ઉપરાંત તેના કામ જાહેરીમાં લાવનાર છેજ નહીં, તેથી ધર્મને નામે ભોળી કોમ પાસેથી પૈસા કઢાવી રહ્યાં છે, અને તે પૈસાનો પોતાના ધ્યાનમાં આવે તેવો ઉપયોગ કરી રહ્યા છે. તેનું કારણ હું ઉપર આપી ગયો છું.

## સાચા પોકારથી ભોળી ખોજા કોમની હેરાનગતી અને પાયમાલીનો અંત.

ઇસમાઈલી સતપંથ પ્રકાશ પુસ્તક ચોથું. માસ જેઠ અંક ૮ મો. પાનું (૩૪૨) નો ઉતારો.

## પુનાં મીજલસ માટે આપણા પાક હાજર ઈમામનો ફરમાન.

"મેં જે પુનાની મીજલસ બંધ કરી છે, તેજ માતને ઘણી તકલીફ પડે છે, તે સારૂ બંધ કરી છે. એમાં વજીરનો કાંઇ કસુર નથી પુનાની મીજલસ માટે જગાની ઘણીજ તંગી થઇ, તેમજ મુંબઇવાળા અને કાઠીઆવાડવાળાને ઘણીજ તકલીફ પડતી હતી, તે સારૂ બંધ કીધી છે. જગાની તકલીફ અને બીજી પણ ઘણીજ તકલીફ હતી. કારણ કે એમાં ઘણું કરીને મુંબઇવાળાજ જતા હતા. અને નકામા રેલ્વેના પૈસા વગેરે ખરચ કરતા હતા. ને તકલીફ થતી હતી. તે સારૂ બંધ કરાવી છે, ને રેલ્વે ને પૈસા નકામા આપી દેતે. વાજબી નથી, તે સારૂ બંધ કરી છે."

ઈસમાઇલી સતપંથ પ્રકાશ પુસ્તક ચોથું. માસ ચૈતર અંક ૬ ઠો. પાનું (૨૭૫)

## પુનાની મજલસ વિશે ઉતારો.

"તા. ૧૩-૧૪-૧૫ મારચ પુના મુકામે મજલસ ભરવામાં આવી હતી, જેમાં આસરે દશથી બાર હજાર માણુસોએ હાજરી આપી હતી. આવડી મોટી સંખ્યા થવાને લીધે સગવડના જાળવવાને ત્યાંના કારોબારીઓ તદન અશક્ત નીવડતાં, માણુસોને દરેક પ્રકારે ઘણીજ હાડમારી ભોગવવી પડી હતી, અને એ ફરીઆદ આપણા પાક હાજર ઈમામ પાસે જતાં, આ વખતની મીજલસ છેલ્લી જણાવી હવેથી પુના મીજલસ બંધ કરવાનું ફરમાવ્યું હતું."

## ઈસમાઈલી સતપંથ પ્રકાશના માલેક અને અધીપતીને ધન્યવાદ.

હું ઈસમાઈલી સતપંથ પ્રકાશના માલેક મુખી લાલજીભાઈ દેવરાજ અને અધીપતી વલીભાઈ નાનજીને ધન્યવાદ આપું છું. કારણ કે આપણા હાજર ઈમામનો ફરમાન જાહેર માસીકમાં છાપીને કોમને અંધારામાંથી ઉજાસમાં લાવ્યા છે, અને કોમને હેરાન અને પાયમાલ થતાં બચાવવામાં મદદ કરી છે.

ફકત દીલગીરીની વાત એટલીજ છે કે, ઉપરનું ફરમાન આપણા હાજર ઈમામ લાંબો વખત થયા ફરમાવતા

આવે છે કે, "પુનામાં મીજલસ કરવાથી કોમ હેરાન અને પાયમાલ થાય છે, અને હજારો રૂપીયા ગાડી ભાડાના ખરચમાં દેવા પડે છે." પરંતુ તે ફરમાનોને તમો જાહેરીમાં લાવવાને બદલે કોમને હેરાન અને પાયમાલ કરીને ધર્મને નામે પૈસા કઢાવનાર ઈસમાઈલી અમલદારોના આપખુદીના કામ જાહેરીમાં લાવવાને બદલે ઢાંકવાની કોશીશ કરી રહ્યા હતા, તેથી ઇસમાઇલી અમલદારો કોમને હેરાન અને પાયમાલ કરવામાં ફાવી જતા હતા. પરંતુ મને લખતા ઘણી ખુશી ઉપજે છે કે, કોમની જાણ વાસ્તે ઉપરનું ફરમાન છાપીને બહાર પાડ્યું છે, તેથી ભોળી બાઇઓ અને ભાઇઓ, ઈસમાઇલી અમલદારોના આપખુદીના હુકમમાં હવે ફસાસે નહીં.

## આપખુદીથી હેરાન કરનાર ઇસમાઈલી વારસોની સત્તાનો અંત.

ઇસમાઈલી અમલદારોને હુદો મલે છે, તે પછી પોતાને એમ સમજે છે કે, હવે બધા ખોજાઓ. મારા ગુલામ થઇ ગયા, અને હું હવે જેવા હુકમ કાઢીશ, તેવા હુકમ ચાલશે. આવા વિચારથી આપખુદીથી ઉપજાવી કાઢેલા વિચાર અને ઈસમાઇલી કાયદાથી કોમને હેરાન અને પાયમાલ કરી રહ્યા હતા. તેની હું લાંબો વખત થયા પોકાર કરતો

આવ્યો છું. પરંતુ આપખુદી ઈસમાઈલી અમલદારો માથે કોઇ દેખરેખ રાખવાવાળો, અથવા તેના આપખુદીન કામની કોઈ તપાસ રાખવાવાળો, અથવા તેના આપખુદીના હુકમની કોઈ ફરીઆદી સાંભળનાર હતોજ નહીં, તેથી ધર્મને નામે કોમ માથે ધાડ પાડી રહ્યા હતા. તેના આપખુદીના કામનો અંત લાવવાને આપણા હાજર ઇમામે આપણા ઉપર રહેમ બક્ષીસ કરીને, વારસોની સત્તા ખેંચી લીધી. યાને હવે વારસો કોઇપણ ખોજા માથે હુકમ કરી શકે નહીં. વારસોના આપખુદીના કામના નમુના નીચે લખવાની રજા લઉં છું, વારસ સાહેબોએ આપખુદીથી હુકમ કાઢયો કે, કોઈપણ જમાતખાનામાં "હજરત ઈમામ હુસેન અલે સલામની" તવારીખ અથવા કીસ્સો વાંચવો નહીં. તે વારસ સાહેબના હુકમથી ગામો ગામ મહોરમના દીવસમાં કીસ્સો વાંચતા હતા, તે બંધ કીધો.

આ જગાએ હું વાંચનાર ભાઇઓનું ધ્યાન ખેંચું છું કે આખી દુનીઆમાં મોટે ભાગે "હજરત ઇમામ હુશેન અલે સલ્લામની સબર અને દુઃખ સાંભળીને આંખમાં આંસુ આવ્યા વગર રહે નહીં."

હજરત ઇમામ હુશેન અલે સલ્લામના મહોરમના દીવસ આવે છે, ત્યારે આખી દુનીઆમાં મોટે ભાગે, તે દીવસે લાખો નહીં પણ કરોડો રૂપીઆની તેના નામપર

સખાવતો થાય છે, અને તેની તવારીખો વંચાય છે. પરંતુ મારે દીલગીરી સાથે અહીંયાં યાદ આપવું પડે છે કે, આપણી કોમના ઈસમાઈલી અમલદારો અને વારસોએ તો, પોતાની આપખુદી ચલાવીને દરેક ગામનાં જમાતખાનામાં મહોરમના દીવસમાં "હજરત ઇમામ હુશેન અલે સલામનો કીસ્સો અને તવારીખ વાંચવાનું સદંતર બંધ કીધું છે." અને ઇસમાઇલી કાયદામાં એવી કલમો નાખેલી છે કે "અગર કોઇ જો હજરત ઇમામહુશેન અલે સલામનો મહોરમમાં કીસ્સો વાંચશે તો તેને નાતબહાર સુધીની સજા કરવામાં આવશે."

આવા "ઈસમાઇલી કાયદા" વડીને કોમ માથે અમલ ચલાવતા હતા, તેની આપણા હાજર ઇમામને અરજી કરવાથી ઉપરના અમલદારોની સત્તા ખેંચી લેવરાવવા, આપણા ઉપર રહેમ બક્ષીશ કીધી. તે અરજી મારી નીકળતી બુક નંબર (૧૨)માં કોમને જાણ વાસ્તે છાપી છે, તે મંગાવીને વાંચશો, એટલે તમોને ખાત્રી થાશે. તે ઉપરાંત "વારસોએ કોમ માથે આપખુદીથી નાખેલા કર, અને આપખુદીથી વરતાવેલો કેર." તેના હેવાલની બુક નંબર (૪) અને (૫) મંગાવીને વાંચશો, જેથી તેના આપખુદીના કામ તમોને વધુ જોવામાં આવશે. ઈસમાઈલી અમલદારોએ આપખુદીથી કોમ માથે કેવો કેર વરતાવ્યો છે, તેના વધુ દાખલા હવે પછી હું આપીશ.

## ઈસમાઈલી અમલદારોએ આપખુદીથી ઘડેલા ઈસમાઈલી કાયદા, તે વિશે.

ઇસમાઇલી અમલદારોને મેં તા. ૩૦–૧૨–૧૬ ના કાગળો લખ્યા હતા કે "ઈસમાઇલી કાયદા કોણે ઘડયા છે, અને કોના હુકમથી અમલમાં મૂકયા છે, તેનો ખુલાસો લેખીત આપવા મહેરબાની કરશો, અગર લેખીત ખુલાસો નહીં આપશો તો તેના ઉપર હું જે લખાણ કરીશ, અને તેમાં કાંઈપણ થયું તો તેના જોખમદાર તમોજ રહેશો."

પરંતુ કોઇપણ ઇસમાઇલી અમલદારે તેનો ખુલાસો આપવા મહેરબાની કીધી નહીં, અને દરખાનાના સેક્રેટરી હાજી મુખી લાડકે ઉપરનો કાગળ મુંબઈમાં મારા માથે કેસ ચાલતો હતો, તે વખતે "કોર્ટમાં" રજુ કીધો કે, રહેમતુલા અમારા માથે આવા, આવા, કાગળ લખે છે તે કાગળ "રહેમતુલા માથે ચાલેલા કેસની બુક" ભાગ ૧ લો. પાના (૧૩)માં છપાવેલો છે, તેથી હું અહીંયા લખતો નથી. ઈસમાઈલી અમલદારોને હું અરજ કરૂં છું જે તમોએ આપખુદીથી "ઈસમાઇલી કાયદા" ઘડીને કોમને હેરાન અને પાયમાલ કરી રહ્યા છો. તે કાયદાપર, કોમ માથે અમલ ચલાવવા આપણા હાજર ઇમામે હુકમ આપ્યો હોય તો, લેખીત આપવા મહેરબાની કરશો. અગર

તે કાયદા ઉપર કોમ માથે અમલ ચલાવવાનું માંડી વાળ્યું હોય, અને તેમ નહીં કરવાના કારણ લખી મોકલવા મહેરબાની કરશો.

આપણી કોમનો ધર્મ એકજ છે, અને મુરશીદ પણ એકજ છે, તો પછી કોમને હેરાન અને પાયમાલ કરવા જુદા જુદા ગામના ઇસમાઇલી અમલદારોએ જુદા જુદા ઈસમાઈલી કાયદા શું કામ ઘડયા છે? તેનો પણ ખુલાસો આપવા મહેરબાની કરશો.

તમોએ કોમને હેરાન અને પાયમાલ કરવા એવા "ઇસમાઇલી કાયદા" ઘડયા છે કે, તે કાયદા સમજુ માણસના હાથમાં જાય તો, તે કાયદા ઘડનાર વિશે અને તે કાયદાનો અમલ ચલાવનાર માટે સારો વિચાર બાંધેજ નહીં. તેથી હું ફરીથી આપ માવીતરોને આજીજીથી અને માનપુર્વકથી અરજ કરૂં છું કે તમારા કરતુક અને કોમને આપખુદીથી હેરાન કરવાના કામ વધુ જાહેરીમાં ન આવે તો સારૂં.

ફરીથી આપ માવીતરોને યાદ આપું છું કે "ઇસમાઇલી કાયદા" વિશે ખુલાશો આપવા મહેરબાની કરશો. તેમ નહીં કરશો તો કોમને હેરાન અને પાયમાલ કરવા જે તમોએ આપખુદીથી જુદા જુદા ગામના ઈસમાઈલી અમલદારોએ, "ઈસમાઇલી કાયદા" ઘડીને બહાર પાડયા છે,

તેના એક, એક કલમપર હું લખાણ કરીને છપાવીને બહાર પાડીશ. કારણ કે તમોએ "ઇસમાઈલી કાયદામાં" કોમ પાસેથી પૈસો કઢાવવાનોજ ફક્ત મતલબ સમાવેલો છે. આવા કાયદા કોઇબી કોમમાં હોય તો, આપણી કોમમાંજ તમોએ આપખુદીથી કોમને નીચોવવા વાસ્તે, તે ઘડીને બહાર પાડ્યા છે. તેનો બદલો તો તમોને આપણા હાજર ઇમામ તરફથી મોટે ભાગે મલી ચૂકો છે. જેથી તમારા મગજમાં આપખુદીનો નીશો ચડેલો હતો, તે ઉતરી ગયો હશે, અને થોડો ઘણો રહ્યો હોય તો આ લખાણ વાંચીને વિચાર કરશો તો, થોડો ઘણો નીશો હશે, તે પણ ઉતરી જશે. અને ખુદાને હાજર સમજીને ભોળી ખોજા કોમને હક્કને રસ્તે દોરવશો અને તેને હક્ક નીયા આપશો, જેથી કોમમાં તમે ગુમાવેલું વડપણ પાછું મેલવી શકશો. અગર તમોએ સારાં અને હક્ક નીયા કોમમાં કીધા હતે તો, આપણા હાજર ઇમામને અમલદારોના હુદ્દાનો ફેરફાર કરવો પડતે નહીં, અને લાંબો વખત થયા, આપણી કોમ માથે તમો હુદ્દો ભોગવતા આવ્યા છો, તે ભોગવતે. પરંતુ તમો આપખુદીના અહંકારના નીશામાં તમારા પોતાના હુદ્દાનું સમતોલપણું ખોઈ દીધું છે, તેથી કોમમાં ત્રાસ વરતાવી રહ્યા હતા. તેની આપણા હાજર ઇમામને ખબર પડવાથી આપણી ભોળી કોમ માથે રહેમ બક્ષીશ કરીને, જુલમગાર ઇસમાઇલી

અમલદારોના પંજામાંથી છોડાવવાની દયા ફરમાવી છે. જેથી હાલના ઈસમાઇલી અમલદારોને હું સુચના કરૂં છું કે તમો હક્કને રસ્તે ચાલીને કોમને હક્ક નીવો આપશો, એવી હું આશા રાખું છું. જેથી દુનીઆમાં તમારી વાહ વાહ બોલાય.

## મોટા કામની મેમાનીમાં ગરીબોની હેરાનગતી.

ઇસમાઈલી અમલદારો તો આપણી કોમને અનેક રીતે હેરાન અને પાયમાલ કરીને ધર્મને નામે પૈસા કઢાવી રહ્યા છે. પરંતુ આપણી કોમની બાઇઓ અમલદારો પણ ગરીબોની પાસેથી પૈસા કઢાવવામાં પાછા હટયા નથી. તેનો હાલનો બનેલો દાખલો મારે દીલગીરી સાથે અહીંયા આપવાની મને ફરજ પડી છે.

મોટું કામ કરેલી બાઇઓએ હાલમાં આપણા હાજર ઈમામને મેમાની કીધી હતી. તેમાં બાઈઓ અમલદારોએ હુકમ કાઢયો કે અમુક રૂપીયાની રકમ ભરીને "પાસ" લઈ જાશે, તેજ બાઇને "મેમાનીમાં" દાખલ કરવામાં આવશે. જેનો હાથ પોંચતો હતો, તેઓએ રૂપીયા ભરીને બાઇઓ અમલદારો પાસેથી "પાસ" લીધી.

પરંતુ જે બાઇઓ ગરીબ હતી, અને લાચાર હતી, તેઓ પૈસા ભરી શકી નહીં; તેથી તેઓને "મેમાનીમાં"

દાખલ થવા દીધી નહીં. તે બાઇઓની સંખ્યા સેંકડા ઉપરની હતી. તેથી તેઓ નીચે બેસી રહી. કારણ કે પોતા પાસે પૈસા નહીં હતા, કે જેથી પૈસા ભરીને "પાસ" લઈને "મેમાનીમાં" દાખલ થાય. તેથી તેઓ નીચેજ બેસી રહી હતી. આપણા હાજર ઈમામ જ્યારે જમાતખાનામાં પધાર્યા, ત્યારે બાઇઓને જોઈને પૂછ્યું કે "મેમાની કીધર હય? ત્યારે બાઇઓમાંથી બોલ્યું કે "મેંમાની ઉપર હય."

"જબ તુમ ઈધર કાયકુ બયઠા હય?"

તેના જવાબમાં બાઇઓએ કહ્યું કે અમલદારોને હુકમ નીકાલા હયકે, "અમુક રૂપીયા ભરકે પાસ લેગા, ઉસીકુ મેમાનીમેં દાખલ હોનેકુ દેગે." ઓર હમ લોક ગરીબ હય તો પૈસા કહાંસી લાકે ભરેકે, હમકુ મેમાનીમેં જાનેકી પાસ મીલે. ઉસલીયે, યાં બહેઠે હય.

તેજ વખતે આપણા હાજર ઈમામે ફરમાન ફરમાવ્યું કે "હમ ઉપર નહીં જાતા હય, ઓર તુમારી "મેમાની" હમ કબુલ કરતા હય. "અગર તુમારે પાસ પૈસા હોવેગા, તો ફક્ત "સવા પાંચ આના" દો. અગર તુમારે પાસ નહીં હોવે તો તુમ મત દો. તુમારી મેમાની હમકુ કબુલ હય."

તે પછી ઉપરનો "મેમાનીનો" સામાન બધો નીચે લાવ્યા અને ઉપરની બાઈઓ પણ નીચે આવી.

આપણા હાજર ઇમામે ફરમાન ફરમાવ્યું કે "આવી રીતે ગરીબો પાસેથી પૈસા કઢાવવાનો હુકમ તમોને કોણે આપ્યો હતો, જેથી ગરીબોને હેરાન કરો છો?"

ઉપર પ્રમાણે ફરમાન ફરમાવીને અગાઉની બાઇઓ અમલદાર હતી, તેની જગા ઉપર નવી બાઇઓ અમલદારની નેમણુંક કીધી, અને ફરમાન ફરમાવ્યું કે "ગરીબો જે ખુશીથી આપે, તેજ તેના પાસેથી લેવું, પરંતુ અટકાવીને કોઇના પાસેથી પૈસા લેવા નહીં, અગર જો કોઇ પાસેથી અટકાવીને પૈસા લેશો અને મારી પાસે કોઇની ફરીઆદી આવી, તો તેની ખબર હું બરાબર લઇશ." એમ ફરમાન ફરમાવીને આપણા હાજર ઇમામ સધાવી ગયા.

## દરખાનાનાં કેળવાયલા ઈસમાઇલી અમલદારોને ઇમામનો ફરમાન.

દરખાનાના કેળવાયલા હોશિઆર ઈસમાઇલી અમલદારોને હાજર ઇમામે ફરમાન ફરમાવ્યું કે "એક પંજેભાઇ નામની કલબ ખોલો અને તેનું ભાડું હું આપીશ."

ઉપરના દરખાનાના હોશિઆર ઇસમાઇલી અમલદારોએ આપણા હાજર ઈમામનો ફરમાન બરાબર અમલમાં લાવ્યા. અને આજે "સોલ વરસો" થયા દર માસે રૂ. ૩૦૦) ત્રણુસો રૂપીઆ, આપણા હાજર ઈમામની ભેટ લઇને

"ચોપાટીની" હવા ખાઇને તંદુરસ્તી મેળવી છે, અને હજુન પણ મેળવે છે. કારણ કે ઉપરનું ફરમાન પોતાના લાભનો હતો, તેથી બરાબર અમલમાં મૂકયો. પરંતુ મારે દીલગીરી સાથે જાહેર કરવું પડે છે કે ગરીબ ખોજાઓને વાસ્તે "આપણા (૪૭)માં ઈમામ આગા અલીશાહનું ફરમાન" ઈસમાઈલી અમલદારોએ કેવું પાર્યું છે, તે મારા તરફથી નીકળતી બુક નંબર (૧૫) વાંચશો, તો તેમાં બધો હેવાલ છાપેલો છે.

## ઇસમાઇલી અમલદારોને યાદી.

(૧) ઈસમાઇલી અમલદારોને હું યાદ આપું છું કે તમો આગા અલીશાહના ગરીબના ફંડનો હીસાબ બહાર પાડશો.

(૨) ગરીબોને વાસ્તે પકાવેલો ખોરાક સાદવારા લાવતા હતા, તે શું કામ બંધ કીધું?

(૩) પકાવેલો અનાજ અને બીજી ચીજોની ઘરોઘર નાંદી શું કામ કરાવે છે?

ઉપરની ત્રણે બાબતો ખુલાસાવાર બહાર પાડશો. અગર બહાર નહીં પાડવાના કારણનો લેખીત ખુલાસો આપવા મહેરબાની કરશો. તેમ નહીં કરશો તો જે મને વાજબી લાગશે, તે લખાણ કરીને બહારુ પાડીશ. તેના જોખમદાર તમોજ માબીતરો રહેશો.

## દરખાનાની ઇસમાઇલી અમલદારોને કરેલી અરજી તેનો ઉતારો.

મુંબઇ તા. ૨૦–૫–૨૦

મુંબઇની દરખાનાની ઇસમાઇલી કૉન્સીલ અને મુખી કામડીયા સાહેબ જોગ.

આપણા ઇસમાઈલી ભાઇઓને ઈસમાઇલી અમલદારો તરફથી અસંતોષ મલ્યો છે, તેવા ભાઇઓએ આપણા હાજર ઇમામને કરેલી "અરજીઓ" અથવા "અપીલો" તેની નકલો મારી નીકળતી બુકમાં છાપવા વાસ્તે મલેલી છે. જેથી મારી નીકળતી બુકમાં છાપવા વાસ્તે, તમો અમલદારોને કાંઈ વાંધો હોય તો દીવસ (૧૦) દશ દીવસની અંદર લેખીત ખુલાસો આપવા મહેરબાની કરશો. અગર લેખીત ખુલાસો આપવા મહેરબાની નહીં કરશો તો, હું એમ સમજીશ કે, તમને તે છપાવવામાં વાંધો હશે નહીં, એવું સમજીને હું છાપીશ. આની નકલ મુખી સાહેબને પણ મોકલી છે.

(શી૦) રહેમતુલા ઈસમાઈલ ત્રીજોરીવાળાના યા અલી મદદ વાંચશો.

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની મુંબઈ.

કટકો." બુક નં૦ (૭)

"બાહોશ ઇસમાઇલી કૌન્સીલના આપખુદીના કામ જોવાનો આરીસો." બુક નં૦ (૬)

"વારસોએ આપખુદીથી કોમ માથે નાખેલા કર અને વરતાવેલો કેર." બુક નં૦ (૪) અને (૫)

**દરેક ભાગનો એક આનો.**

"રહેમતુલાના કેસની બુક" ભાગ ૧—૨—૩

દરેક ભાગની કીંમત ત્રણ આના પોસ્ટ જુદું.

મળવાનું ઠેકાણું:—

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળા,**

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.